આલફ્રેડ નાટક મંડળીના

# ભોલી ગુલ

યાને

# ગુલની ભુલ

એ નામના ખેલમાં ગવાતાં ગાયનો.

બનાવનાર

ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.



મુંબઈ
[illegible] છાપખાનામાં છાપ્યા છે.

૧૮૯૨

કિંમત એક આનો.

# ભોલી ગુલ,

યાને

# ગુલની ભુલ!

## ગાયન ૧ લું.

"Down the Aria."—Air.

જસી—દીલે હું છેઉં ફુલ્લો જવાંનનો બહાર,
અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે !
જસી—અરે જુવો કાંહાં પણ મલેછ ચીરનાર,
અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે !
જસી—પચ્ચીસ ટકા સુધી વ્યાજની ફીકર કરૂંછ,
પિદર મરે, ડબલ મળે વરી ખુસી મરૂંછ;
રે તરીમ નાક થઇ સાચે બની ઠની ફરૂંછ,
અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે !

(કોરસ)

બાઇ પી આ જંગલીથી આખર પસ્તારો,
મજા જોઇ લેઓ અંતે રડશે રૂવારો !
રે હાથ છુટે ચાલુ રાખો ગજવાં પર મારો,
એ બી સાચું, એ બી સાચું, સાચું છે પારો !—૧

જસી—જુઠો દમામ જોઇ ખુશામદી કરૂંછ,
અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે !
જસી—ખરાજ સ્વારથી સહૂ ફીદા બની મરૂંછ,

અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે!
જસી—ગણેછ સહુ મને જુઓ લખોપતી સમાન,
ગમેછ કુલ લોકને શિરીન મુજ જબાંન;
જાણતાં નથીજ કે બંદો ધુપાવશે લુબાન,
અંદરથી—એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે, !

---

## ગાયન ૨ જું.

"ઝુંપ-સુનીયે મહેરમ યાર."—રાહ.

કલજુગની બાજી ના દેખી થા રાજી.—કલજુગની.
મુજ દીલ ગયું દાહજી.—કલજુગની.
અંધા ધુન્દી કોતવાલ ને કાંણો છે કાજી,
બાઈ ગવેડા મસ્ત બને ને દુબલો છે ગાજી.—કલજુગની.
રાસ્ત કહે તે રવડે, મતલબ પાર કરે પાજી,
આંખ છતે અંધાં થઈ કેહશે જુઠ્ઠાંને હાજી !—કલજુગની.

---

## ગાયન ૩ જું.

"Coronation of King Coffee."—Air.

ચાંદબી—રંગીલી રૂડી રાતે—રોશન આ મ્હાબોખ્તાર
જસી—નસિહતની મીઠી વાતે—રિજવે છે જહાં ગુલજાર.
ચાંદબી—ફલકી ગુમ્બજ ફરતાને—કેવો દે છે ખુબ બ્હાર,
જસી—કહેછે ખુશ કર કરતાને—શોભાવી આ સંસાર !

(કોરસ.)

હા ! હા ! હા!! શુકર છે ખુદા,
શુક્ર ખુદા—તુજ રહેમતના વાલી;
દુનિયાપર એવી એવી—બક્ષેશો કેવી કેવી,
હરદમ જારી રાખી રીજેછે—સહુજનને પાલી.—૧.

ચાંદબી—તેની ખુશ જોઇ હસતી—અંધારું નાઠું દૂર,
જસી—કહેછે કે તજ બદમસ્તી-નેકીમાં થા ચકચૂર !
ચાંદબી—બક્ષેછે ઠંડક કેવી—આંખોને તેનું નૂર,
જસી—તેમજ કરણી કર એવી—કે સહુ રહે રહેમતપૂર !—૨.

(કોરસ.)

ચાંદની—વધતો ઘટતો તે રહિને—લાગેછે બસ કેવો,
જસી—શીખવે છે એમજ કહિને—કે સહુ સમજી લેવો!
ચાંદની—જેવો દીસેછે આજે—કાલે તો નહી તેવો,
જસી—ચડતી પડતીને કાજે—કહેછે ચેતી રહેવો!—૩.

## ગાયન ૪ થું.

"કાફી જીલ્હો—હરદમ કરૂં ભજન બસ તારૂં."—રાહ.

ગુલ—બુલબુલ ભમે ગુણગુણ ફુલ ડાલી!
નવરંગ, ઢંગઢંગ, સંગસંગ, સંગસંગ
ગુલજારમાં ચમનઝારમાં ફુલ બ્હારમાં!—ટેક.

ખીલી ગુલાબી કલી, નવરંગ સાથે મલી, ખુશબો બહેકે ભલી
ખુબ ડોલે–ખુશ બોલે–મુખ ખોલે
બસ શિરીન જબાને સહી—સુખન કે કહી,
રમતમાં રહી—રિઝાવે માલી!—ટેક.

## ગાયન ૫ મું.

આસાવરી.—"કે આયો પ્રેમેર ભીકારી."—રાહ.

દુઃખથી બની દીવાંની, આજ આવે ઘેર ગમી
મોહતમી રહી રમી, ચાર તરફ દમી દમી!—બની.

મુઝ માપજી અરે તુઝ જુદાઇથી ઝુરી ઝુરી બીછાંને રરે!
ભાઇ છે ખબર શું તને, ઘરમાં બીનાં શું બને?
મરે તું તો તોહમતે દેશવટે ભમી ભમી!—બની.

## ગાયન ૬ હું

"જંગલો—રે સીંદ લાશી માજા બારે."—રાહ.

ગુલ—રે દુઃખ કહાં કહું જઇ રોઇ,
રે ગમખાર રહ્યું નહીં કોઇ.—રે દુઃખ.

સ્વપન સરીખું સહુ મેં દીઠું,
માત પીતા સુખ સાંધન સાથે દોલત પણ ખોઇ—રે દુઃખ.

પડી અટૂલી, સુધ બુધ ભૂલી,
આ સંકટ, ઓ ખુદા! હવે હું કેમ સકું જોઇ.—રે દુઃખ.

## ગાયન ૭ મું.

યમન કલ્યાન—"મધુબન બાજી, મધુર મોરલી."—રાહ

ગુલ—ઘટ ઘટ ન્યારીજ ગત વાગે, લાગેરે,
સરસ રસ મધુરસ ધુન કંઇ અલાપ,
તાન ને ખુશ રાગેરે.—ઘટ ઘટ.
ઉલટ પુલટ કંઇ વાજે ગાજે,
બુરી રમતમાં બદગતમાં—જ્યાન ધ્યાન રબનું ;
સુકી ચુકી અજબ ગજબ ખરે,
પુરાં બુરાં કરતુક બરૂ કરે ;
હરપળ છલબળ હાગેરે.—ઘટ ઘટ.

---

## ગાયન ૮ મું.

"માંડ ગરબી—રંગીલી રળીયામણી છે."—એ રાહ.

જગમાં ગુમાવ્યો જન્મ જેણે, પ્રીત નહિં કરી;
સુખતી સુગન્ધી છે ભરી, આ ફૂલમાં ખરી !—જગમાં.
આય જગતના બાગમાં, સુંદર એકજ ફુલ,
પમરે છે તે સ્વર્ગમાં, છે પાતાળે મૂળ;
કરમાય છે તે નહિ કદી, નહિ જાય છે મરી !—જગમાં.
અતિ મેઘે સડશે નહી, જળવણુ નહિ કરમાય,
અતિ પહાડી ન તોડશે, અતિ સુરજે ન સુકાય;
લાખો જુઓ તો વહી ગયા પણ, તે રહ્યું ઠરી.—જગમાં.

---

## ગાયન ૯ મું.

"અફીના લેહેરો—મેરે લાલ ન આયે."—એ રાહ.

દુન્યાં ખોટી ખોટી, સાચની રહેજ બનાવે ખોટી.—દુનિયા.
જુઠો જર બિરિયાંન ખાએ તરમાલ થાળપર, તાલમેલનો હાથ ધરે
સાચો સાચ મરે, નહિં પામે સુકકી બી રોટી.—દુનિયાં.
છે સહુ ઇજ્જત ભપકા ને ધરપચ મરપચ લાલ વાવટે,
માન પામે ડગલા કોટી,
સાચ્ચો કરસે પેટ સોડની વેઠ દુઃખમાં લોટી લોટી.—ખોટી ખોટી.

કાળાં મેંઢાં કોરે વાગે, મોર લિબાસ લિધો કે' કાગે,
તેજ તો સેજમાં ઠાગે, સહુ જન્ને બહુ પ્યારાં લાગે;
કે બદકામે ને બદ હામે રે બદ પ્રામે
પાપ તમામે દોર દમાંમે જૂઠ કલાંમે મોટમ નામે
ઇજ્જત પાંમે ડપ્રાંસ મારી મોટી મોટી.—આઠી.

---

## ગાયન ૧૦ મું

"Oh Susana"—Air.

જરા સાંભળો ડોસાં મ્હારી વાત ધરીને ધ્યાન,
ખરે સુધારો ભલે જાગિયો તેનું સમજો બ્યાન;
(કોરસ) જાગિયો ભલે—સુધારિયો રિવાજ,
વ્હેમો ભૂડા અંતે બૂડા—છે સંપીલું રાજ.—૧.

હુમાયજી—અરે સુધારા મૂવા તેં બોકાંણુ કીધી શું આય,
મરે આજની કોકટ દુક્તી ઇતરઇ ઇતરઇ જાય;
(કોરસ) જાગિયો સુતો—કુધારિયો રિવાજ,
પ્હેરે ચૂરા રાજા રૂડા—છે રાણીનું રાજ!—૨.

શીરીન—ડહાપણથી મુરખાઈ તજી તન સુધડઇમાં છે જેબ,
હકો ખરા જો લડી જીતીયે તેમાં સાની એબ?

હુમાયજી—મર્દોને માંથે રહેતા ને ચાલે નાજુક નાર,
મડમ ક્પાલે બાલ કપાવે—લડવાને તૈયાર!—કોરસ.

શીરીન—કેળવણીથી પ્રાવે આજે નારો પુરૂષ સમાન,
વરના સરથી બોજો ટાલી નેક કરે ગુજરાન;

હુમાયજી—આય જમાને જવાન માંને પરણીઓની ધાક,
મર્દ થઈ કુંદીથી બીહી લે, અસ્ત્રીનો પોશાક.—કોરસ.

શીરીન—દુર્ગુણને સઉ ત્યાગ કરી સદગુણ જે સજસે નાર,
શાન્તીનું બખ્તર પ્હેરી સંકટથી પરશે પાર;

હુમાયજી—મડમ સાહેબો બૂટો પગમાં પટા કમરપર તંગ,
બખ્તર પ્હેરે ઓડીનું જયમ સૂર ચઢે છે જંગ.—કોરસ.

શીરીન—કમલારોગી પીલું જોઈ ખુદ એબ નહીં જાને,
છેદ હજારે ભરી ચારણી હિણે કડવરાને;

હુમાયજી—ઘરમાં ખીચરીના વાખા ને આઇસક્રીમ ખાવા જાય,
મારવાડીઓ કરે ફજેતી લોકહસી બહુ થાય.—કોરસ.

શીરીન—ખરાપણાંની ખુશબોએ તે પમરાવે છે સંસાર,
ધન્ય ભાગ્ય તે ખાવિંદનું જે પરણે સુઘરી નાર;

હુમાયજી—સીલ્ક પોલકો, પોમેટમ, અત્તર, ખુશબોપર માર,
જીવતાં જહાનમ જાવું હોય તો પરણો સુઘરી નાર.—કોરસ.

---

## ગાયન ૧૧ મું.

"Tralalalala"—Air.

હવે આ તાલ ખરી બેઠી જુઓ ખાનાખરાબીમાં,
થયો આબાદ અરે હું તો હસદની પુર શરાબીમાં;

(કોરસ) બચ્ચા લવજી, લુચ્ચા લવજી, અંતે મ્હારી બુજસે પ્યાસ,
સુખથી ગબડી, દુખમાં સબડી, અચ્યુત્ય બનસે સત્યાનાસ !
જરામા આગ હવે સલગી કપટ ભડકું ભસ્મ કરસે,
સુખો આરામ સહૂ સાથે અરે બચ્ચા બરી મરસે;—કોરસ.

---

## ગાયન ૧૨ મું.

એમન-કલ્યાણ—'કેમ કરી મા બાપ તમારો'—એ રાહ.

પ્રિત કરવી છે સ્હેલ ઘણી, પણ નિભાવ બહુ મુસ્કિલ,
સાચ નિભે જો અંત તલક તો હેજે તારૂં દિલ !—પ્રિત.

પંચ તજીને જિવતાં જીવત સુન મરવું પરસે.
એ સઘળું જો સહન કરે તો થાસે તું કામિલ !—પ્રિત.

સેજ બિછાવી કાંટાની તે પર પડવું પરસે,
અમૃત માની પીવું પડસે વલી ઝેર કાતિલ !—પ્રિત.

---

## ગાયન ૧૩ મું.

દેશ—"ચતરંગકો ગાએ રસ રંગતસે"—એ રાહ.

ગુલ—જગમાં નહિ કાંઇ વફાઈ મલે, બસ જોઇ બહાર સફાઈ ભલે !
તન ભીતર કપટી—છળ મન લપટી,
મ્હાંણ પ્રાંણ——કષ્ટ નાં પીગલે !—જગમાં.

કિધું તન મન અરપન જેણે,
કિધી પ્રીતી તેણે જુકી, દીધી ફાંસી ગલે !—જગમાં.

રડી તજીછું ફરજંદ પ્યારૂં,
તજ્યું છ ધની ધાન ધન ધામ સદા, હા હાય ખુદા !
હવે રાખજો લજ્જા મારી સર્ણાગત હું તો તમારી,
બસ ભટકસ, બસ રખરસ, રઝરસ પડતી ખડતી !
આહે દુઃખનાં વાદલ મુજપર વરસે હર પગલે—પગલે,
વરસે વરસે ઢગલે ઢગલે તરસે તરસે ડગલે ડગલે !—જગમાં.

## ગાયન ૧૪ મું.

જોગી આસાવરી—"ના કરો જફાકારી."—એ રાહ.

ઓ ખુદા હવે શું કરૂં, અફસોસ કહાં જઇ મરૂં !—ઓ ખુદા.

મુર્ખપણુંને પગલે ચાલી, નેક તજ્યો વાલી,
મુજ મુખની ગઇ લાલી, સુરત કાલી, લેઇ કયમ ફરૂં !—ઓ ખુદા.

મેહેલ તજ્યો ને તજી ફુલ વાડી, તજિયા ઘોડા ગાડી,
જઇ પડી નર્ક ખાડી, થઇ આડી, દુઃખે દીલ ભરૂં !—ઓ ખુદા.

તજી આરાંમી ઇજ્જત ખાસી, થવસ હવે હું દાસી,
કરદીસ ટૂકડા વાસી, મરસ પ્યાસી, હવે નહીં ડરૂં !—ઓ ખુદા.

## ગાયન ૧૫ મું.

પીલૂ—"રે દગલબાજ દુન્યા."—રાહ.

અરે ઓ જગવાલી ! સુન અરજી.—ટેક.

મેં ખાવીંદ વફાને છોડયો; બેવફા અરે જાણી,
ખોટું તોહમત મેલી તેપર, કીધી લાજ ધુલધાંણી,
તજ્યું શેહેર ને તજ્યો પરણ્યો, તજિયું બાલક જાની,
વગર વીચારે નેકીને બદ દયાનત હાય પીછાંણી !
મુજ કીસમતમાં મરજી.—સુન અરજી.

લોક કેહે છ કે બીજા સાથે ગેઇ અરે હું ચાલી,
બદફેલીમાં બાલક છોડી મોઢું કીધું પાલી,
નીરદોશોની ઇજ્જતપર મેં દાઘ લગાડયો ખાલી,
વાહાલા ખાવીંદ શું તહમોને બતાઉં સુરત કાલી ?
નીત રેહેવસ તુજ કરજી.—સુન અરજી.

ખુદા હવે કેં દયા કરો આ મહારી હાલત જોઇ,
પતીવ્રતા પણ મૂરખ પાપની અરજ કરૂં છું રોઇ,
બક્ષો મ્હોત મ્હને હમણા, ના કરો દયા હર કોઇ,
હુકમ કરો કે ગરક કરે ત્હાં દોજખની બદબોઇ !
છે એવી મુજ મરજી.—સુન અરજી.

## ગાયન ૧૬ મું.

જોગિયા—"મેરી આંખોં કે તારે મેરે લાલ"—એ રાહ.

સખી લાવો સુઘડ વર માલ,
વેર ચાલ લેઇ ભરી એક થાલ;
હાથ ઝાલ સાથ કંકુ સંભાલ—લાલ આયા.—સખી લાવો.
જુઓ કેવું દીપેછ કપાલ,
રે નિહાલ આજ થઇ હું નેહાલ;
ફુલ લાલ બેઉ હાથે ઓવાલ—લાલ આયા.—સખી લાવો.

---

## ગાયન ૧૭ મું.

"Oh Willie we have missed you"—Air

૧ ગૃહસ્થ—રે જુઓ વખત કેવો આયોછ ગઇ રૂડી સુધ્ધ સાન,
નહી મલે માન કંઇ મર્દોને, હીચકારાને નહી નાન!
ગજવે કાણાં હાથે છૂટા હૈડે ફૂટા ઇનસાન,
કૈં ગજના ગજ તો ભરે ફારતાં તસૂ ન્હાય બસ જાન!

(કોરસ.)

રે સરતાં માન—સોજનાં માન—લ્યો મારા મ્હેરબાન
છે સડી સુપારી ઇલાયચી ને સુકાઇ ગયલાં પાન!—૧
જો અસલ કોઇ બ્હાદુર કે ગ્નાની કરતા નવાઇ કામ,
તો હાથથી ધન ને જાગીરોથી મલતાં સવાઇ દામ;
પણ હાલ જુઓ કાગલ ચિથડાં ને ચાંદોનાં ઇનામ,
તે બી પાછા જઇ પડસે મ્હોત પછી સરકારી ઠામ.

કોરસ. ૨

કંઇ સ્ટાર બને કમપેન્યન કોઇ ઇંડયાના જાહેર,
કંઇ ખાંડ ગોલ ને સાકર સાહેબ વધ્યા શ્હેરો શ્હેર!
એ ખીતાબ સાંભી ખાલ ઉતારે આ કેવું અંધેર,
જયમ જમાલ ભેંસ નહીં પાપ ખરું લાયો રાજી થઇ ઘેર!

કોરસ. ૩

ત્રણ વર્ષે સુતા જાગે સહુને હવી મલે છે શ્હેર,
વોટર મેલવવા કોર્પોરેટર ભટકે છે ચોમેર!
નહિ કદર મલે કંઇ લાયકની છે ખુશામદી અંધેર,
ગાડી બેસાડી વોટ લેઇને સુખ્ખે પોઢે ઘેર—કોરસ. ૪

## ગાયન ૧૮ મું.

જોગિયા—" હય મેહેર કીદા તુજપેતો હરઆંન મેરી જાંન"—એ રાહ.

રે બોલ આંખો તું જરા મુજ દીકરા અરે !
તું તો સુતો આરાંમમાં, માદર રૂદન કરે !—રે બોલ.
તું યાદ માદરની સદા કરતો હતો રૂડી,
તું જો જરા છું હું જ જે ગુજરી ગઇ ઠરે !—રે બોલ.
બેવખ્ત તારાં મોહતનો આપસ જવાબ સું ?
તજતે ન હું તો તું અરે મરતે નહીં અરે !—રે બોલ.
તુ આવ વાહલા—હું લગાડું છાતીએ હવે,
કંઇ દે દીલાસો તું મને કે દીલ દુખી ઠરે !—રે બોલ.

---

## ગાયન ૧૯ મું.

"ભેરવી મુસ્તજાદ" અફસોસ રૂડા સંગમાં—એ રાહ.

મેં આ જગતમાં આવીને રૂડાં ન કીધાં કાજ—અફસોસ કરૂં છું આજ !
શયતાનને રીઝાવીને ભવમાં ડુબાડયુ ઝાજ—અફસોસ કરૂં છું આજ !
ફોકટ ગુમાવ્યો જન્મ તેં જગપર ધરીને ભાર—રે કાંય એ બદકાર,
નારી ન્હસાડી પારકી, આજે થયો તારાજ,—અફસોસ કરૂં છું આજ !
લોકો સહુ તો કહેછ કે લુચ્ચાની દીવાલી—છે કેહેવત ખાલી ;
બોલે ન પાપો બોલશે અંતે જસે બસ લાજ—અફસોસ કરૂં છું આજ !

---

## ગાયન ૨૦ મું.

ભૈરવી—ગાયજુ.

બક્ષો મને રજા—ખાવીંદ હવે બહુ થઇ સજા.—૧
મુઇ નથી તે નાર—જેણે સતાવિયો સત ભરથાર !
તે હું જ છું બદકાર—જવા...
એ આગ ...

# ચેતવણી.

ફિરોજી નાટક ગાયન ભાગ ૧ લો, જેમાં પારસી નાટક મંડળીના, દુખી ગુલ, પૈસાના પુંજારીઓ, અને ખરીદેલો ખાવીંદ એ ત્રણ ખેલોનાં (૪૫) ગાયનો સમાવ્યાં છે; અને જેની કિમ્મત આના બે હતી, તે ઘટાડીને હાલ **આનો એક** રાખી છે.

આય અને અમારાં બનાવેલાં બીજાં પુસ્તકો; કોટમાં, પીરોજશાહ મુકાદમ; ધોબીતલાવ, નાનાભાઇ કરાંણી બુક સેલરોને ત્યાંથી; તેમજ ધોબીતલાવપર કુકરબજારની પાછવાડે નાં૦ ૭૬ ચરણીવાડીવારાં અમારાં રેહવાનાં મકાનમાંથી મળશે.

ફિ. રૂ. બા.